॥ तत्सत् परमात्मने नमः ॥

# દેવી ભદ્રકાળી

અથવા

# પાવાગઢનો પ્રલય.

નામક નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

## શ્રી સરસ્વતી નાટક સમાજમાટે


રચનાર

રા. રા. ઠક્કુર નારાયણ વિસનજી

તથા

રા. ખત્રી કલ્યાણજી પ્રાગજી



પ્રકાશક

વાડીલાલ હરગોવનદાસ શાહ

માલિક—શ્રી સરસ્વતી નાટક સમાજ.

હાલ મુકામ 'શાન્તિભુવન' થીએટર, અમદાવાદ.

વિક્રમાર્ક ૧૯૭૩ ઇ. સ. ૧૯૧૭

મૂલ્ય બે આના.

પ્રથમ આવૃત્તિ

પ્રત ૨૦૦૦





**અમદાવાદ**

પાનકોરના નાકે "મનહર" પ્રીન્ટીંગ પ્રેસમાં

**મોતીલાલ ગણપતરામે** છાપ્યું.



# પ્રસ્તાવના.

મારા સ્વર્ગીય મિત્ર રા. **મોતીરામ બેચર નંદવાણાની** 'આર્ય નાટય સમાજ, ગત વર્ષમાં બંધ થતાં તે નાટય સમાજના માન્યવર ડાયરેકટર રા. **પ્રાણસુખ હરિચંદ નાયક** પોતાના સ્ટાફ સાથે રા. **વાડીલાલ હરગોવનદાસ શાહની** 'શ્રી સરસ્વતી નાટક સમાજ'માં આજથી ચારેક માસની વાત પર જોડાયા હતા અને તેમના આગ્રહથીજ પ્રસ્તુત '**દેવી ભદ્રકાળી** અથવા **પાવાગઢનો પ્રલય** ! ઐતિહાસિક તથા ગુર્જર દંતકથાજન્ય નાટકની સૃષ્ટિ નિર્માણ થવા પામી છે. આ નાટક લખવામાં વિલંબ થવાનો સંભવ હોવાથી 'શ્રી સરસ્વતી નાટક સમાજ'માં આવીને કેવળ પંદર દિવસના અલ્પ કાલાવધિમાંજ રા. **પ્રાણસુખભાઇએ 'દાનવ મોહની'** નામક એક કાલ્પનિક પૌરાણિક નાટક અમદાવાદની રંગભૂમિપર રજૂ કર્યું છે અને ઇશ્વરની કૃપા તથા રા. **પ્રાણસુખભાઇના** અગાધ પરિશ્રમના યોગે તે નાટક અમદાવાદના પ્રેક્ષકોના આદરને પાત્ર થઇ ચૂકયું છે એટલે રા. **પ્રાણસુખભાઇના** એક ઉત્તમ ડાયરેકટર તથા એક ઉત્તમ નટ તરીકેના કૌશલ્યના અધિક વિવેચનની વિશેષ આવશ્યકતા નથી.

અસ્તુઃ હવે પ્રસ્તુત નાટકના વસ્તુ તથા પ્રસ્તુત નાટકની રચના આદિ વિશે ચાર શબ્દો લખવાની આવશ્યકતા છે. મુંબઇના વિખ્યાત તથા નામાંકિત સાપ્તાહિક પત્ર '**ગુજરાતી**'ની ૨૭ મી ભેટ તરીકે '**ભદ્રકાળી** અથવા **પાવાગઢનો પ્રલય**' નામક, ગુજરાતના ઇતિહાસમાંના એક પ્રસંગને લઇને, એક ઐતિહાસિક નવલ કથા મેં લખી હતી અને તે પરમાત્માની કૃપાથી વાંચકોની પ્રશંસાને પાત્ર થઇ હતી.

તે નવલકથાની રચનાના સંબંધમાં તેની પ્રસ્તાવનામાં જે કિંચિત્ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો, તે આ નાટકના સંબંધમાં પણ લાગૂ પડતો હોવાથી, તે અહીં ઊતારી લેવામાં આવે છે; કારણ કે, પ્રસ્તુત નાટકની રચના મારી તે નવલકથાના આધારેજ કરાયલી છે. તે ઉલ્લેખ આ પ્રમાણેનો છે:—

"પ્રસ્તુત નવલકથામાં ચાંપાનેર અને પાવાગઢના પડી ભાગવાનો જે ઐતિહાસિક કાળ લેવામાં આવ્યો છે, તે વિશે ઇતિહાસ અને દંતકથાઓનો પરસ્પર બહુજ મતભેદ જોવામાં આવે છે. ભાટ ચારણોની કથા તો વળી એ ઉભયની દિશાને ત્યાગીને એક તૃતીય દિશામાંજ પ્રયાણ કરે છે, અને મહાકાળીનો જે એક ગરબો રચાયલો છે, તેમાં ચોથીજ કલ્પનાનો પરિચય થાય છે. જ્યાં એકજ ઘટના વિશે આટલા બધા ભિન્ન ભિન્ન અભિપ્રાયો લેખક સમક્ષ આવીને ઉભા રહે, ત્યાં લેખક કાંઇક ગુંચવાડામાં પડી જાય, એ સ્વાભાવિક છે.

"મેં આ નવલકથા લખવાનો આરંભ કર્યો, ત્યારે હું પણ મહા વિચારમાં પડી ગયો કે, હવે આમાંથી કયા માર્ગનો સ્વીકાર કરવો; કારણ કે, ભાટચારણોની દંતકથા, લોકોની માન્યતા અને તેવીજ બીજી પ્રચલિત વાર્ત્તાઓમાં પૌરાણિકતા તથા અસંભવિતતાના અંશો એટલા બધા આવી પડયા છે કે, તેમના યોગે ઐતિહાસિકતાનો લોપજ થઇ જાય છે. તેમજ જો કેવળ ઐતિહાસિકતા અને સંભવનીયતાને વળગી રહીએ, તો દંતકથાઓમાં જે કેટલાક સત્યાંશો છે, તેમનો ત્યાગ કરવો પડે છે. આ ગુંચવાડાને જોઇને લાંબા વિચાર પછી એક એવા તૃતીય માર્ગના સ્વીકારનો નિશ્ચય થયો કે જેથી એ ઘટાની સત્ય ઐતિહાસિકતામાં પણ બાધ ન આવે અને દંતકથાઓનો સત્યાંશ પણ અબાધિત

અને અવિચળ રહે. એ માર્ગના સ્વીકારમાટે કેટલીક નવીન કલ્પનાની આવશ્યકતા હતી અને તેથી તે કલ્પનાના સાહાય્યથી પ્રસ્તુત નવલકથાની રચના કરવામાં આવી છે. ”

આ નાટકમાં દંતકથાને કાંઇક અધિક અંશે જાળવવામાટે સાક્ષાત્ ‘ **દેવી ભદ્રકાળી** ’ નું પાત્ર નવલકથામાંનાં પાત્રો કરતાં અધિક ઉમેરવામાં આવ્યું છે; હાસ્યરસવિભાગમાંનાં સર્વ પાત્રો નવીન છે તથા નાટ્યરચનાની અનુકૂળતામાટે અન્ય પણ થોડી ઘણી ન્યૂનાધિકતા કરવામાં આવી છે; પરંતુ તે ન્યૂનાધિકતા મહત્ત્વની ન હોવાથી તેના વિસ્તૃત વિવેચનની આવશ્યકતા નથી.

હવે આ નાટક ક્યારે, કોના હાથે અને કેવા સ્વરૂપમાં પ્રથમ રચાયું હતું અને આજે તે કેટલા કાળ પછી કેવા સંયોગોમાં અમદાવાદની રંગભૂમિપર રજૂ થાય છે, એ વિશેનો હું કાંઇક ઉલ્લેખ કરીશ; કારણકે, તેનાં કેટલાંક સબળ કારણો છે.

ઈ. સ. ૧૯૧૨ માં મારી ‘ **ભદ્રકાળી** અથવા **પાવાગઢનો પ્રલય** ’ નામક નવલકથા જ્યારે પ્રકટ થઇ, તે વેળાયેજ મારા પરમ મિત્ર રા. કલ્યાણજી પ્રાગજી ખત્રીએ તે નવલકથાના આધારે ‘ **ભદ્રકાળી** ’ નાટક રચવાના કાર્યનો આરંભ કર્યો હતો અને ત્રણ ચાર માસમાં નાટક લખીને તેમણે તૈયાર કર્યું હતું. ઇ. સ. ૧૯૧૩ માં તે નાટક તેમણે મને વંચાવ્યું અને તેની ગમે તે પ્રકારની વ્યવસ્થા કરવાનો ભાર મારા શિરપર નાખીને તે લખેલું નાટક મારા હાથમાં સોંપી દીધું. તે નાટક સાધારણ દૃષ્ટિથી જોતાં ઠીક લખાયું હતું, છતાં વર્તમાનકાળની ગુર્જર રંગભૂમિપર તેને રજૂ કરવા પૂર્વે તેમાં આદિથી અંતપર્યન્ત ન્યૂનાધિકતા, સુધારણા તથા રચનાભિન્નતા કરવાની અતિશય આવ-

સ્યકતા હતી અને મને તેટલો અવકાશ ન હોવાથી તેમજ કેટલીક સાંસારિક વિપત્તિઓ આવી પડવાથી આજ સુધી તે નાટક જેમનું તેમજ પડી રહ્યું હતું. પરંતુ અંતે ઇશ્વરની કૃપાથી ચાર વર્ષે પછી તે નાટકના ઉદ્ધારનો પ્રસંગ આવી લાગ્યો. શ્રી સરસ્વતી નાટક સમાજના માલિક રા. વાડીલાલભાઇ તથા શ્રી સરસ્વતી નાટક સમાજના ડાયરેક્ટર રા. પ્રાણસુખભાઇનો '**ભદ્રકાળી**' ને નાટકના રૂપમાં રંગભૂમિપર રજૂ કરવાનો વિચાર થયો અને તેથી તેમણે એ નાટક લખી આપવાની મારી પાસેથી માગણી કરી. આ પ્રસંગ પ્રાપ્ત થતાં મારા મિત્ર રા. કલ્યાણજીભાઇના નાટકમાંથી જેટલો ભાગ ઉપયોગમાં આવી શકે તેવો હતો, તેટલા ભાગને કાયમ રહેવા દઇને બાકીના ભાગો નવીન લખવામાં આવ્યા અને નાટકમાં બોલવાના છંદો તથા ગાયનો આદિ પણ નવીન રચાયાં, આ કારણથી નાટક લખનાર તરીકે મારૂં તથા કલ્યાણજીભાઇનું નામ પ્રકટ કરવામાં આવ્યું છે.

આ નાટકને અલ્પ સમયમાંજ તૈયાર કરીને યોગ્ય વ્યવસ્થાથી રંગભૂમિપર રજૂ કરવાના કાર્યમાં શ્રી સરસ્વતી સમાજના ડાયરેક્ટર રા. પ્રાણસુખભાઇએ જે અગાધ પરિશ્રમ લીધો છે તેમજ શ્રી સરસ્વતી નાટક સમાજના માન્યવર માલિક રા. વાડીલાલભાઇએ યોગ્ય સીનસીનેરી તથા ડ્રેસ આદિ બનાવવામાં આવા મોંઘવારીના સમયમાં પણ યોગ્ય ખર્ચ કરીને નાટકને દીપાવવાના પ્રયત્નો કર્યા છે, તેમાટે એ બન્ને મહાશયોને અવશ્ય ધન્યવાદ ઘટે છે. તેમાં પણ રા. પ્રાણસુખભાઇના અગાધ પરિશ્રમ વિના આ નાટક આવા સ્વરૂપમાં ભાગ્યેજ રંગભૂમિપર રજૂ થઇ શકત,એ પણ મારે પ્રાંજલતાથી સ્વીકારવુંજ જોઇએ.

શ્રી આર્યનીતિદર્શક નાટકસમાજ, શ્રી આર્યનાટયસમાજ,

શ્રી આર્ય નૈતિક નાટક સમાજ તથા શ્રી વિદ્યા વિનોદ નાટક સમાજ આદિ ભિન્ન ભિન્ન નાટક સમાજોમાં મારાં ભજવાયલાં અને અત્યારે ભજવાતાં અન્યાન્ય નાટકો પ્રમાણે જો મારો આ નવીન નાટ્ય પ્રયોગ પણ ગુર્જર પ્રેક્ષકોના આદરને પાત્ર થશે, તો હું મારા પરિશ્રમનો મને યોગ્ય પુરસ્કાર મળેલો માનીશ.

અંતે જે દયાધન પરમાત્માની કૃપાદૃષ્ટિથી આજે આ નવીન નાટક રંગભૂમીપર નિર્વિઘ્ન રજૂ થઇ શક્યું છે, તે પરમાત્માનો અનન્યભાવથી આભાર માનીને આ પ્રસ્તાવનાની હું સમાપ્તિ કરૂં છું.

અહમ્મદાબાદ ( અમદાવાદ )
વિક્રમાર્ક ૧૯૭૩, ફાલ્ગુન શુક્લ
પ્રતિપદા; તા. ૨૨ મી ફેબ્રુઆરી
૧૯૧૭, ગુરુવાસર.
( શાંતિભુવન થીએટર )

ઠક્કુર નારાયણ વિસનજી

# દેવી ભદ્રકાળી

## અથવા

## પાવાગઢનો પ્રલય

### નામક નાટકનો પ્રવેશાનુક્રમથી સંક્ષિપ્ત સાર

---

## અંક ૧ લો

**પ્રવેશ ૧ લો માનસ સરોવરઃ**—માનસ સરોવરના તીર-પ્રાન્તમાં **દેવી ભદ્રકાળી**, દેવી **સરસ્વતી** તથા દેવી **લક્ષ્મી** વિહારમાટે આવેલી છે અને પાષાણ શિલાઓપર બેસી બ્રહ્મના ગાનમાં નિમગ્ન થએલી દેખાય છે. બ્રહ્મગાનની સમાપ્તિ થતાં દેવી **ભદ્રકાળીના** મુખમાંથી એવો ઉદ્‌ગાર નીકળે છે કેઃ—

" શક્તિસ્વરૂપા સુંદરીનું માન વધજો વિશ્વમાં;
લલનાલલાટે પૂજ્યતાનું સ્થાન વધજો વિશ્વમાં ! "

આ ઉદ્‌ગારનો પ્રતિવાદ કરતી **લક્ષ્મી** દેવી કહે છે કે, 'જ્યાં સુધી સંસારમાં **કામદેવનું** અસ્તિત્વ છે, અને સ્ત્રી પુરુષના વિલાસની એક વસ્તુ મનાય છે; ત્યાં સુધી તો લલનાને પૂજ્યતાનું અગ્રમાન મળવાનું નથી !' આમાંથી વાદ ઉપસ્થિત થતાં દેવી **ભદ્રકાળી કામદેવની** નિન્દા તથા સ્ત્રીની યોગ્યતાની પ્રશંસા કરે છે અને પોતાની નિન્દા સાંભળી માનસ સરોવરના મધ્યભાગમાંથી **કામદેવ** અચાનક પ્રકટ થાય છે. **કામદેવ** તથા દેવી **ભદ્રકાળીનો** કામવિકાર તથા સતીત્વ વિષયક

સઘળો સંવાદ અને અંતે કામદેવની ચાંપાનેરના રાજા જયસિંહ અથવા પતઇ રાવળદ્વારા કામવિકારજન્ય અત્યાચારનો તથા દેવી ભદ્રકાળીની પવિત્રતાજન્ય સ્ત્રીની વિકારહીનતાનો ચાંપાનેરની એક કુમારિકા વિપ્રતનયા ભદ્રકાળીદ્વારા વિજય કરી બતાવવાની દઢ પ્રતિજ્ઞા; જયસિંહ તથા વિપ્રકુમારી ભદ્રકાળીનું દર્શન અને પ્રવેશની સમાપ્તિ.

**પ્રવેશ ૨ જો–પાવાગઢમાં રાજા જયસિંહના મહાલયનો એક ભાગઃ**—રાજા જયસિંહની રાણી મલ્લિકાદેવી પાવાગઢમાં ચાલતા નવરાત્રિ ઉત્સવની સમાપ્તિ વેળાયે કરેલાં ભદ્રકાળી દેવીના દર્શનથી પ્રાપ્ત થએલા આનંદને દર્શાવતાં પ્રવેશ કરે છે; ત્યાર પછી તે દિવસે રાજા જયસિંહના મનોરંજનમાટે રાજમહાલયમાં થનારા ગરબાના ઉત્સવમાં ભાગ લેવામાટે રાણીની પ્રિયતમા સખી વિપ્રકુમારી ભદ્રકાળી તથા બીજી સખીઓ આવી પહોંચે છે. નમ્રતા તથા અભિમાન વિશે રાણી, ભદ્રકાળી તથા સખી જનોનો કેટલોક રસિક સંવાદ અને ત્યાર પછી રાજા જયસિંહના આગમનની સૂચના મળતાં સકળ સ્ત્રીસમાજનું મહાલયના વિશાળ ભવનમાં જવામાટે પ્રયાણ. ભદ્રકાળીનાં દક્ષિણ અંગ તથા દક્ષિણ નેત્ર ફરકવાથી તેના હૃદયમા ભયનો સંચાર અને ભયમુક્ત કરવામાટે દેવી ભદ્રકાળીની પ્રાર્થના. દેવી ભદ્રકાળીનું પ્રકટ થવું, વિપ્રકુમારી ભદ્રકાળીને તેનું આશ્વાસન, કામદેવને પરાજિત કરવામાટેની સૂચના, તથા આશીર્વાદ.

**પ્રવેશ ૩ જો—રાજા જયસિંહનો ભવ્ય મહાલયઃ**—રાજા જયસિંહનું આગમન અને શૃંગારેલા પ્રાસાદને જોતાં તેના સંતોષદર્શક ઉદ્‍ગાર. રાણી મલ્લિકાદેવી ' ભદ્રકાળી તથા અન્ય સખીઓનું આગમન અને આ પ્રસંગ માટે ભદ્રકાળીના રચેલા રાજાની પ્રશંસાને દર્શાવનારા ગરબાનું અભિનય સાથે ગાન. રાજાની પ્રસન્નતા અને ભદ્રકાળીને

રત્નજડિત કંકણોનો પુરસ્કાર. ગરબાની સમાપ્તિ થતાં **મલ્લિકાદેવી ભદ્રકાળી તથા** અન્ય સખીઓને વળાવવામાટે બહાર જતાં રાજા **મલ્લિકાદેવીની** છબિને જોઇ **ભદ્ર**કાળીના સૌન્દર્ય સાથે સરખાવતાં તેના સૌન્દર્યને તુચ્છ માની **ભદ્ર**કાળીમાંની પોતાની વિકારભાવના તથા આસક્તિને પ્રકટ કરે છે; **મલ્લિકાદેવી** રાજાના એ પાપમય ઉદ્ગારોને સાંભળે છે અને વિકારને ત્યાગી દેવાનો યોગ્ય તથા બળવાન્ ઉપદેશ આપે છે. રાજાનો પશ્ચાતાપ અને રાણીની **ચાંપા**નેરમાંના વ્યભિચારી સ્ત્રી પુરુષને મરણની શિક્ષા અપાવનારા, પરંતુ અત્યારે અમલમાંથી નીકળી ગએલા એક જૂના કાયદાને પાછો અમલમાં મૂકવામાટેની સૂચના. ( એ કાયદાને અમલમાં મૂકાવવામાં રાણીનો એવો ઉદ્દેશ હતો કે, જો રાજા પોતેજ વ્યભિચારીઓને દેહાંત દંડ આપશે, તો તેથી તે પોતે વ્યભિચારના માર્ગમાં જતો અટકશે ! ) પ્રધાન ગુણાઢ્યને બોલાવી તે કાયદાને તત્કાળ અમલમાં લાવવામાટેની જયસિંહની આજ્ઞા અને ત્યાર પછી રાજા તથા રાણીનું શયન માટે પ્રયાણ.

**પ્રવેશ ૪ થો—ચાંપાનેરમાં ચંદ્રચૂડામણિ નામક એક કવિનો આવાસ:—ચાંપા**નેરનો પ્રત્યેક વિષયમાં નવ્વાણુ ટકાના જોખમને જોનાર તથા અનુભવનાર કવિ ચંદ્રચૂડામણિના પ્રત્યેક વિષયમાં રહેલા નવ્વાણુ ટકાના જોખમ વિશેના રમૂજી પણ તત્ત્વપૂર્ણ ઉદ્ગાર, પરંતુ એ સર્વ જોખમો પુરુષ જાતિના હોવાથી તેની સ્ત્રી કૃપાણીની સ્ત્રીજાતિનાં જોખમ વિશે તકરાર; તેમના પુત્ર ગગનવિહારીની મધ્યસ્થતા અને તેણે પુરુષ જાતિનો પક્ષપાત કરવાથી તેની માતા કૃપાણીનો તેના પ્રતિ તિરસ્કાર. અંતે કૃપાણીની પુરુષ જાતિને નમાવવાની પ્રતિજ્ઞા; ચંદ્રચૂડામણિ તથા કૃપાણીનું પ્રયાણ અને ગગનવિહારીના કેટલાક આનંદદર્શક ઉદ્ગાર.

56855



**પ્રવેશ ૫ મો—અશ્વપરીક્ષકરમણચંદ્રનો આવાસઃ**—આજે વસંતોત્સવ હોવાથી રમણચંદ્રની ગેરહાજરી હોવા છતાં **ભદ્રકાળીના** બંધુ **વિનયકાંતની** વાગ્દત્તા પત્ની **અલકનન્દાએ** પોતાના મહાલયને નાના પ્રકારનાં પુષ્પ, પુષ્પમાલા અને પુષ્પગુચ્છ આદિથી શૃંગારેલો છે અને **વિનયકાંતને** આવવાનું આમંત્રણ કરેલું હોવાથી **વિનયકાંત** ત્યાંની કૃત્રિમ વસંતરચનાને નિહાળી આશ્ચર્યચકિત થાય છે. ત્યાર પછી વસંતવેષધારિણી **અલકનન્દાનો** વસંતવેષધારિણી સખીઓ સહિત પ્રવેશ; સખીઓનો શૃંગારવિનોદ અને હાસ્યવિલાસ; **વિનયકાન્તનું** પ્રકટ થવું અને ભાવિદંપતીનો મર્યાદિત શૃંગારવિહાર. લગ્ન સંબંધ થયા વિના **વિનયકાન્ત** પોતાની ભાવિપત્ની સાથે વસંતોત્સવવિહાર કરવા-માટે તેના ગૃહમાં ગએલો છે, એ વાર્તા રાજાના જાણવામાં આવતાં વ્યભિચારને અટકાવવાના કાયદાના અમલમાં નિર્દય થએલો રાજા **જય-સિંહ** પોતેજ પોતાના સૈનિકોસહિત ત્યાં આવીને **વિનયકાન્ત** તથા **અલકનન્દાને** ચતુર્ભુજ [ બંદિવાન્ ] કરવા ચાહે છે, છેડાયલો **વિનય-કાન્ત** રાજાના એ કૃત્યને અત્યાચાર માની તેના શરીરપર તલ્વાર લઇને ધસે છે; **ભદ્રકાળીનું** અચાનક આગમન અને બંધુના એ કૃત્યનો તેના મુખથી નિષેધ; **વિનયકાન્ત** તથા અલકનન્દા બન્દિવાન્ થાય છે !

**ટેબ્લો.**

**પ્રવેશ ૬ ઠો—ચાંપાનેરથી અમદાવાદ જવાનો જંગલ-માંનો માર્ગઃ**—**ચંદ્રચૂડામણિની** સ્ત્રી **કૃપાણી** મુખપર નકાબ રાખી શસ્ત્રાસ્ત્ર ધારીને વિલક્ષણ વેષમાં પુરુષોની સ્વાર્થપરાયણતાપર ધિક્કાર વર્ષાવતી આવે છે; એટલામાં **કૃપાણીને** **અમદાવાદમાંના** તેના પિયરિ-યાંમાંથી તેડી લાવવામાટે **અમદાવાદ** ભણી આવવા નીકળેલા **ચંદ્રચૂ-ડામણિ** તથા **ગગનવિહારી** પ્રભાતિયું લલકારતા પ્રવેશ કરે છે. પિતા

અને પુત્રની ' **अहोरूपमहोध्वनिः** ' ના ન્યાય અનુસાર પરસ્પર કેટલીક પ્રશંસાની ચેષ્ટા અને ત્યાર પછી **અમદાવાદમાંથી** કલાલખાનામાંથી દારૂના એક માટલાની ચોરી કરીને નાઠેલા **અમદાવાદના** એક દારૂડિયા કવિ **મદિરામણિની** સ્ત્રીના વેશમાં પધરામણી. **ચંદ્રચૂડામણિ** તથા ગગનવિહારીનો ભાતાના પોટલામાંથી નાશતો કરવાનો વિચાર અને **મદિરામણિ** પાસેથી પાણીની માગણી. **મદિરામણિએ** તે માટલામાં ગંગાજળી વાવમાંનું પાણી છે અને જે કોઈ પણ ઇશ્વરના ધ્યાન વિના તે પાણી પીએ છે તેનો સર્વ નાશ થાય છે એમ જણાવી તે પિતા પુત્રને દૂર ખસેડી તેમના ભાતાને પોતાના પેટમાં પધરાવવામાટેની યોજેલી યુક્તિ; પિતા અને પુત્રનું ઇશ્વરના ધ્યાનમાટે અન્ય જવું અને **મદિરામણિનો** પોતાના ખરા સ્વરૂપમાં આનંદ. છુપાઇને ઉભી રહેલી કૃપાણીએ **મદિરામણિના** સત્ય સ્વરૂપને જાણી લેવાથી અને ગગનવિહારી તે સ્ત્રી વેશધારી પુરુષમાં લટું થએલો છે, એ વાર્ત્તા તેના ઉદ્‌ગારથી તેના જાણવામાં આવેલી હોવાથી **મદિરામણિને** પ્રથમ ભય બતાવી અને ત્યાર પછી તેના ઘરમાં મદિરાની કોઠીઓ ભરાવી આપવાની લાલચમાં લપટાવી એક નવા પ્રપંચથી પોતાના પતિ તથા પુત્રના મદનું મર્દન કરવામાટેની કૃપાણીની પ્રપંચરચના. ત્યાર પછી પ્રથમ ગગનવિહારીનું આગમન અને સ્ત્રી વેશધારિ—**મદિરામણિ** સમક્ષ તેના પ્રેમભાવનો પ્રકાશ. **મદિરામણિએ** પોતાને એક કુમારીકા તરીકે ઓળખાવી માતાપિતાની અનુમતિ વિના તેના તે પ્રેમને સ્વીકારવાની ના પાડવાથી ગગનવિહારી બળાત્કાર કરવાને તૈયાર અને કૃપાણીની તલ્વાર મ્યાનમાંથી બહાર ! કેટલીક તકરાર પછી **ચંદ્રચૂડામણિનું** આવવું અને નવા જોખમને જોઈ ગભરાવું. કૃપાણીએ પોતાને તે સ્ત્રીવેષધારિ **મદિરામણિની** માતા તરીકે પોતાને

ઓળખાવી દીકરીપર રચાયલા બળાત્કારના બદલામાં પિતા પુત્રને મારી નાખવાનો અને નહિ તો ન્યાયાસન સમક્ષ ખેંચી જવાનો ભય બતાવી જો તેઓ પોતાની વીંટીઓ આપીને સ્ત્રીજાતિની મહત્તાને સ્વીકારવાનું કરારપત્ર લખી આપે તો તેમને છોડી દેવાની દયા બતાવવાની દર્શાવેલી ઇચ્છા. વાણીયા મૂછ નીચી કરી ચંદ્રચૂડામણિએ વીંટીઓ આપવા સાથે લખી આપેલો કરાર અને ત્યાર પછી કૃપાણી તથા મદિરામણિનું ખરા સ્વરૂપમાં પ્રકટ થવું ! આશ્ચર્ય ! !

**પ્રવેશ ૭ મો—રાજા જયસિંહનું ગ્રીષ્મસદન:**—રાજા જયસિંહનો ગ્રીષ્મસદનમાં મદિરાપાન તથા વારાંગનાનાં નૃત્યગાનનો વિહાર ઉપભોગ, ત્યાર પછી ભદ્રકાળીનું આગમન અને પોતાના બંધુ વિનયકાન્તને દયા દર્શાવી પ્રાણદાન આપવામાટેની તેની અત્યંત નમ્રયાચના. પ્રથમ તો રાજાની ન્યાયના માર્ગમાં અલૌકિક તથા આશ્ચર્યદર્શક દ્રઢતા, પરંતુ ત્યાર પછી પુનઃ તેના મનમાં ભદ્રકાળીના સૌન્દર્યનો વિલક્ષણ પ્રભાવ પડવાથી જો ભદ્રકાળી તેના પ્રેમને સ્વીકારી સૌન્દર્ય તથા પ્રેમ આપવાને તૈયાર હોય તો તેના બદલામાં રાજાએ વિનયકાન્તને પ્રાણદાન આપવાની દર્શાવેલી પાપમયી ઇચ્છા. ભદ્રકાળીનો રાજા પ્રતિ અતિશય પ્રચંડ તિરસ્કાર અને છેવટે મદનવિકારને વશ થયેલો રાજા ભદ્રકાળી પર બળાત્કાર કરવાને તૈયાર ! રાણી મલ્લિકાદેવીનું આગમન અને રાજાને એ પાપકૃત્યથી વાળવાનો તેનો પ્રયત્ન. રાજાએ રાણીનો તિરસ્કાર કરતાં ગુણાઢ્યનું આવવું અને રાજાને આ કૃત્યથી અટકાવવાનો પ્રયત્ન કરવો; પરંતુ મદાંધ રાજાએ તેનું પણ અપમાન કરતાં અચાનક દેવી ભદ્રકાળીનું પ્રકટ થવું અને રાજાનું ભયભીત થઈ ભદ્રકાળીથી દૂર ખસી જવું; ભદ્રકાળી દેવી ભદ્રકાળીનાં ચરણોમાં મસ્તક નમાવી ઉભી રહે છે, અને સર્વ આશ્ચર્યચકિત થાય છે.

**ટેબ્લો.**

# અંક ૨ જો

---

**પ્રવેશ ૧ લો—કારાગૃહ:**—વ્યભિચારના અપરાધમાટે મરણની શિક્ષાને પાત્ર થએલો બંદિવાન્ **વિનયકાન્ત** લોઢાની સાંકળોથી જકડાયલો કારાગૃહમાં પડેલો છે અને પોતાના દુર્ભાગ્ય વિશેના વિચારો કરે છે, ત્યાં તેની બગિની **ભદ્રકાળી** આવી રાજાએ કરેલી અયોગ્ય તથા અધર્મયુકત યાચનાની વાર્તા તેને કહી સંભળાવે છે. **વિનયકાંત** પોતાની બગિનીની પવિત્રતા સાથે સરખાવતાં ક્ષણભંગુર જીવનને તુચ્છ માની રાજાપર અતિશય ક્રોધાયમાન થાય છે; તેટલામાં રાજા પોતે આવીને **વિનયકાન્ત**ને જો તે **ભદ્રકાળી**ને તેના હાથમાં સોંપી દેવાને તૈયાર હોય, તો તેના બદલામાં પ્રાણદાન આપવા સાથે પ્રધાનપદ આપવાની લાલચ બતાવે છે, પણ ધર્મશીલ **વિનયકાન્ત** રાજાને ધિક્કારી કાઢે છે; મદાંધ રાજા વળી પાછો **ભદ્રકાળી**પર બળાત્કાર કરવાને તૈયાર થાય છે; **ભદ્રકાળી** આત્મરક્ષણમાટે કટાર કાઢે છે; રાજા સૈનિકોને વિનયકાંતને સ્મશાનભૂમિમાં લઈ જવાની તથા **ભદ્રકાળી**ના હાથમાંથી કટારને છીનવી લેવાની આજ્ઞા આપે છે; સૈનિકો **ભદ્રકાળી**ના શરીરપર ધસારો કરે છે એટલામાં ગુપ્ત વેશથી ત્યાં આવેલો પ્રધાન ગુણાઢ્ય તમંચાથી બે સૈનિકોને ઘાયલ કરે છે, **ભદ્રકાળી** ગુણાઢ્યની ગોદમાં છુપાય છે, રાજા તેનાપર તરાપ મારવા જાય છે, પણ ગુણાઢ્યના તમંચાથી અચકાય છે.

**ટેબ્લો.**

**પ્રવેશ ૨ જો-અમદાવાદમાં રમણચંદ્રનો મુકામઃ**-રાજા જયસિંહનો અશ્વપરીક્ષક, અલકનંદાનો બંધુ તથા ભદ્રકાળીનો ભાવિ ભર્ત્તા રમણચંદ્ર દૂર દેશનો પ્રવાસ કરી વળતાં અશ્વોની ખરીદી માટે અમદાવાદમાં મુકામ કરીને રહ્યો છે, ત્યાં તેનો મિત્ર કવિ ચંદ્રચૂડામણિ ચાંપાનેરથી આવીને રાજા જયસિંહના તેના કુટુંબપરના ભયંકર અત્યાચારોના તેમજ વિનયકાન્ત તથા અલકનન્દાને જીવતાં બાળી દેવાની ચાપાંનેરમાં ચાલી રહેલી તૈયારી વિશેના માઠા સમાચાર સંભળાવે છે અને તે સાંભળી શૂરવીર રમણચંદ્ર તત્કાળ ચાંપાનેરમાં જઇ જયસિંહનો વધ કરી નાખવાના વિચારપર આવી જાય છે; પણ ચાણક્યની કુટિલ નીતિનો પક્ષપાતી ચંદ્રચૂડામણિ આવી રીતે પોતાના પ્રાણને જોખમમાં નાખી વેરનો બદલો લેવાની પદ્ધતિનો નિષેધ કરી તેને કૌટિલ્યથી રાજા જયસિંહના નાશનો પ્રયત્ન કરવાનો ઉપદેશ આપે છે અને રમણચંદ્રને પણ તેજ યોગ્ય જણાયાથી તે તેના ઉપદેશને સ્વીકારી કૌટિલ્યથી રાજા જયસિંહના નાશમાટે ઉદ્યુક્ત થાય છે.

**પ્રવેશ ૩ જો—ચાંપાનેરમાં વિધવા બ્રાહ્મણી જમના ડોશીનું ઘરઃ**—જમનાડોશીની યૌવનમાં આવેલી દીકરી કમળા પોતાના યૌવનજન્ય ભાવોને વ્યક્ત કરે છે એટલામાં તેનો જેની સાથે પ્રેમ બંધાયલો છે તે શ્રીયુક્ત ગગનવિહારી ત્યાં આવી લાગે છે. પ્રેમિયુગ્મનો કેટલોક મધુર શૃંગારવિનોદ; એટલામાં જમનાડોશી આવતાં કમળાએ ગગનવિહારીને ચાલાકીથી ઘરમાંથી બહાર કાઢવો. જમનાડોશીને પોતાની પુત્રીને કોઇ કુલીન વરની બાયડી થએલી જોવાનો હડકવા લાગૂ પડેલો હોવાથી તેની ગોઠવણ પ્રમાણે નિર્ભયરામ શુક્લનું દારૂડિયા કવિ મદિરામણિને કુલીન વર તરીકે લઇને આવી પહોંચવું. ગગનવિહારી પણ આવે છે અને એક તરફ છુપાઇને ઉભો રહે છે.

કુલીન વરની કુલીનતાનો ભયંકર સાક્ષાત્કાર, કમળાનો ગગનવિહારી સાથેજ લગ્ન કરવાનો દૃઢ નિર્ધાર અને મદિરામણિ પ્રતિ તિરસ્કાર; મદિરામણિનો મિજાજ અને ગગનવિહારીના ડંડાથી તેનો મિજાજ તારાજ !

**પ્રવેશ ૪ થો—સ્મશાનભૂમિ:**—સ્મશાનભૂમિમાં વિનયકાન્ત તથા અલકનન્દાને જીવતાંજ ચિતાપર ચઢાવીને બાળી નાખવાની તૈયારી કરવામાં આવી છે; પ્રધાન ગુણાઢ્ય શોકમાં લીન થએલો ઉભો છે એટલામાં જાણે બંધુ લગ્નના ઉત્સવમાં આવી હોયની ! તે પ્રમાણે ભદ્રકાળી સોળે શૃંગાર ધારીને આવે છે અને ભગિનીની પવિત્રતાને વેચી અપકીર્તિમય જીવનને ખરીદવાને બદલે પવિત્રતાના રક્ષણમાટે બંધુના થતા કીર્ત્તિકારક મરણ વિશે પોતાનો હર્ષ દર્શાવે છે. રાજા જયસિંહનું કોટવાલ તથા કેટલાક સૈનિકો સાથે આગમન અને તેની તેમને વિનયકાન્ત તથા અલકનન્દાને સ્મશાનભૂમિમાં લાવવામાટેની આજ્ઞા. વિનયકાન્ત તથા અલકનંદાનું આગમન અને આનંદયુક્ત ચિતારોહણ ! ભદ્રકાળીની પુનઃ રાજા પાસેથી દયાની યાચના, રાજાનો તિરસ્કાર, ભદ્રકાળીનું દેવી ભદ્રકાળીને સહાયતામાટે આવાહન અને બળતી ચિતામાંથી દેવી ભદ્રકાળીનું અચાનક પ્રકટ થવું. ભદ્રકાળીનો રાજા જયસિંહને—

“ જ્યાં આજ ચાંપાનેર છે ત્યાં ભયંકર જંગલ થજો;
આ ભૂપની મેહલાતમાંહિ મસાણ ભીષણ જાગજો;
ઝેરી થજો પાણી હવા રસહીન ભૂમિ થઇ જજો;
આ ગગનગામી અચલ પાવાગઢ પ્રલયને પામજો;
પાપાત્મા જયસિંહના કુળનો વિનાશ હજો સદા;
સંતાન એનાં ભ્રષ્ટતા ધારે સહીને આપદા ! ”

એ પ્રમાણેનો ભયંકર શાપ અને દેવી ભદ્રકાળીના મુખમાંથી 'તથાસ્તુ' શબ્દનો ઉચ્ચાર! પાવાગઢના પ્રલયનું બીજારોપણ! દેવી ભદ્રકાળીની નિર્ભર્ત્સના કરવાની રાજાની ધૃષ્ટતા, ચિતાનું વિમાનના સ્વરૂપમાં બદલાઇ જવું, વિનયકાંત તથા અલકનન્દાનો ઉદ્ધાર; રાજા જયસિંહનો ભદ્રકાળીને પકડવાનો વિચાર; પણ દેવીબળ સમક્ષ માનવબળ નિરાધાર!!

**પ્રવેશ ૫ મો—અહમ્મદાબાદમાં સુલતાન મહમૂદ બેગડાનો મહાલય:**—સુલતાન મહમૂદ બેગડાનો અફસરજંગ, સુલ્તાનને રાજા જયસિંહના સૈનિકોએ સુલ્તાનના સૈનિકોના લૂટ ચલાવતાં કરેલા પરાજય તથા સંહારના સમાચાર સંભળાવે છે, સુલ્તાનની આંખમાં ચાંપાનેરનું સ્વતંત્ર હિન્દુ રાજ્ય ઘણા વખતથી ખટકી રહેલું હોવાથી તેના સૈનિકોનું વર્ત્તન અન્યાયુક્ત હોવા છતાં તેને ચાંપાનેરના રાજાના સૈનિકોનોજ દોષ દેખાય છે અને તેથી તે રાજા જયસિંહ સાથે યુદ્ધ કરવાના વિચારપર આવી જાય છે. પરંતુ ચાંપાનેરનો રાજા બળવાન હોવાથી અને પાવાગઢનો કિલ્લો પણ ઘણોજ મજબૂત હોવાથી તત્કાળ યુદ્ધમાં જય મળી જવાનો સંભવ ન હોવાથી અફસરજંગ, તેનો રમણચંદ્ર સાથે મેળાપ થએલો હોવાથી, તેની સહાયતાથી ચાંપાનેરને જીતી લેવાનો ઉપદેશ આપે છે. રમણચંદ્રને બોલાવવામાં આવે છે અને રમણચંદ્ર રાજા જયસિંહ પાસેથી વૈરનો બદલો લેવામાટે ગૃહભેદી થઇ દેશદ્રોહી થવાની વાર્ત્તાને સ્વીકારી સુલ્તાનનો પક્ષપાતી થાય છે. સુલ્તાન તત્કાળ અફસરજંગને સૈન્યને સજ્જ કરવાની આજ્ઞા આપી દે છે.

**પ્રવેશ ૬ ઠો—ચાંપાનેરની બહારનો એક અરણ્ય માર્ગ:**—ગગનવિહારી, જમના ડોશી કુલીનતાના ધ્યાનમાં સારાસારના ભાનને

ભૂલી કમળાને બળાત્કારે કહેવાતા કુલીન પણ તરછટ વઠેલા વર સાથે પરણાવવાને તૈયાર થએલી હોવાથી અને તેની તેને ખબર પડવાથી જમનાડોશીપર ફિટકાર વર્ષાવતો આવે છે અને પછી ચંદ્રચૂડામણિ તથા કૃપાણી તેના બોલાવ્યા પ્રમાણે ત્યાં આવતાં કૃષ્ણ, અર્જુન અને અનિરુદ્ધ પ્રમાણે કમળાનું હરણ કરી તેની સાથે પરણવાની ગોઠવણ કરે છે. માતાની આજ્ઞાથી બિલ્વપત્ર લાવવા નીકળેલી. કમળા વિરહના ઉદ્ગાર કાઢે છે અને ગગનવિહારી તેને મળી તેની માતાએ તેને બળાત્કારે પરણાવી દેવાના રચેલા તાગડાની હકીકત સંભળાવે છે. એ પછી જમનાડોશી, શુકલ નિર્ભયરામ, કુલીન ( ? ) વર મદિરામણિ અને બે ડંડેબાજ વગેરેનું સરઘસ આવી લાગે છે. જમનાડોશીની કમળાનો લગ્નસંબંધ મદિરામણિ સાથે કરી આપવાની તૈયારી, વચ્ચે અટકાવ કરે છે ગગનવિહારી, ડંડેબાજોની ભાડુતી મારામારી, ચંદ્રચૂડામણિનો તમંચો અને કૃપાણીની તલ્વારથી ડંડેબાજ જાય છે હારી; અને છેવટે પરણીને દંપતી થાય છે કુમારી કમળા અને કવિનંદન ગગનવિહારી. નૂતન દંપતીનો મધુર શૃંગારવિનોદ.

**પ્રવેશ ૭ મો—રાજા જયસિંહનું વસન્તભવન:**—રાજા જયસિંહ પોતાના હાથે થએલા અત્યાચારોના યોગે હૃદયમાં થતા પશ્ચાત્તાપને વાણીદ્વારા વ્યક્ત કરતો પ્રવેશે છે અને ત્યાર પછી શોકના ભારને ઘટાવવામાટે મદિરાપાન તથા વારાંગનાના ગાનને સાંભળવામાં નિમગ્ન થાય છે. વારાંગનાના જવા પછી ગુણાઢ્ય પ્રધાન, રમણચંદ્ર તથા ચંદ્રચૂડામણિ આવે છે અને રાણી મલ્લિકાદેવી આવીને કોઇના જાણવામાં ન આવે તેમ એક બાજૂએ ઊભી રહે છે. રમણચંદ્ર રાજભક્તિનો આડંબર બતાવી પોતાની ભગિની તથા ભગિનીપતિને થએલી યોગ્ય શિક્ષા વિશે પોતાનો ખોટો આનંદ દર્શાવે છે અને બેગડાની ચાંપાનેર-

પર ચઢી આવવાની વાત ચાલતાં ભોળો જયસિંહ રમણચંદ્રને સહાયક સેનાપતિની પદવી આપે છે. એવામાં સુલ્તાન મહમૂદ બેગડાનો દૂત આવે છે અને રાજા જયસિંહને 'કાંતો મુસલમાન ધર્મને સ્વીકારી સુલ્તાનના તાબેદાર થાઓ અને કાંતો યુદ્ધમાં મરી જવામાટે તૈયાર થઇ જાઓ !' એવા આશયનો સુલ્તાનનો સંદેશો કહી સંભળાવે છે. દૂતના મુખમાંથી વધારે પડતા શબ્દો નીકળવાથી રાજા જયસિંહ ક્રોધના આવેશમાં આવીને દૂતનો વધ કરી નાખે છે. દેખાવ.

---

# અંક ૩ જો

**પ્રવેશ ૧ લો—અરણ્યમાં પર્ણકુટી:**—કાળના મુખમાંથી દેવી ભદ્રકાળીની કૃપાથી ઊગર્યા પછી ભદ્રકાળી, વિનયકાન્ત અને અલકનન્દા ચાંપાનેરને ત્યાગી એક અરણ્યમાં પર્ણકુટી બાંધીને રહેલાં છે, ત્યાં સરિતાના તીરપ્રાંતમાં વિનયકાન્ત તથા અલકનન્દા સૃષ્ટિ-સૌન્દર્યની પ્રશંસા તથા પ્રેમવાર્ત્તામાં નિમગ્ન થઇ બેઠેલાં દેખાય છે. કેટલાક સમય પછી પાસેના કોઇ ગામમાં ગએલી ભદ્રકાળી ત્યાં આવે છે અને જંગલમાં પોતાના ભાવિપતિ રમણચંદ્ર તથા બેગડાના સેનાપતિનો કેટલોક ગુપ્ત વાર્ત્તાલાપ તેના સાંભળવામાં આવેલો હોવાથી રમણચંદ્રના દેશદ્રોહી થવાની તથા તેના યોગે પાવાગઢના પ્રલયના સત્વર સંભવની કથા તેમને સંભળાવી તેમના હૃદયમાં જન્મભૂમિની પ્રેમજ્યોતિને પ્રકટાવી રાજભક્તિ તથા દેશભક્તિ કરવાને ઉશ્કેરે છે. અલકનન્દા તથા ભદ્રકાળી પણ પુરુષવેષથી યુદ્ધમાં જવામાટે તૈયાર થાય છે; દેવી ભદ્રકાળીની સ્તુતિ અને પ્રયાણ.

**પ્રવેશ ૨ જો—યુદ્ધભૂમિ:**—રમણચંદ્ર પ્રતિહિંસાના ઉદ્ગારોને બહાર કાઢતો રણભૂમિમાં આવે છે અને તેના પ્રયાણ પછી કેસરિયાં વસ્ત્રોથી વિભૂષિત રાજા જયસિંહ પોતાના કેટલાક સૈનિકો તથા રાણી મલ્લિકાદેવી અને તેની સખીઓ વડે ઘેરાયલો ત્યાં આવી પહોંચે છે. આજે રણમાં રાજાનો મારવા કે મરવાનો નિશ્ચય હોવાથી જો રણમાં તેનો નાશ થાય તો 'જોહાર' થી પ્રતિષ્ઠાને રક્ષવાની તે રાણીને સૂચના આપે છે, અને રાણી મલ્લિકાદેવી તે સૂચનાને મસ્તકે ચઢાવી કુમારોને લઇને પાછી પાવાગઢમાં જવા તૈયાર થાય છે; પણ કુમારો પિતા સાથે રહીને લડવાની ઇચ્છા બતાવે છે તેથી તેમને મૂકીને રાજાન ાગળામાં વિજયમાળા આરોપી સ્ત્રી સમાજ સહિત વિદાય થાય છે. એ પછી બેગડો પોતાના લશ્કર સાથે આવે છે, જયસિંહ તથા બેગડાનો કેટલોક વીરસંવાદ અને ત્યારપછી રાજા જયસિંહની અકારણ સૈનિકોનો સંહાર ન કરતાં દ્વંદ્વ યુદ્ધથીજ જય પરાજયનો નિર્ણય કરી લેવાની ઇચ્છા થવાથી જયસિંહ તથા બેગડાનું દ્વંદ્વયુધ્ધ, દ્વંદ્વયુદ્ધમાં બેગડો પરાજિત થવાની અણીપર આવી લાગે છે એટલામાં રાજદ્રોહી અને દેશદ્રોહી રમણચંદ્ર પાછળથી રાજા જયસિંહના શરીરપર શસ્ત્રપ્રહાર કરી તેને જખ્મી કરી નાખે છે; જયસિંહનું પતન અને સુલ્તાનની પોતાના સૈનિકોને તેને મારી નાખવામાટેની આજ્ઞા; ભદ્રકાળી, અલકનન્દા તથા વિનયકાન્તનું આગમન, ઘાયલ થએલા શત્રુને ન મારવાનો ભદ્રકાળીનો પ્રસ્તાવ; રમણચંદ્રે ભદ્રકાળીને 'પ્રિયતમા' ના સંબોધનથી બોલાવવી, ભદ્રકાળીએ તેનો નરપિશાચ, રાજદ્રોહી તથા નિમકહરામ શબ્દોના ઉચ્ચારથી કરેલો તિરસ્કાર; ભદ્રકાળીનો અલૌકિક પ્રભાવ અને રાજાના વધનો અટકાવ !

**પ્રવેશ ૩ જો—ચાંપાનેરમાં કવિ ચંદ્રચૂડામણિનો**

**આવાસ:**—કવિપુત્ર ગગનવિહારીની બૃહસ્પતિ તુલ્ય બુદ્ધિનો એક નવીન ચમત્કાર; કુંવારી, મંડાયલી અને રંડાયલી સ્ત્રીનાં ચિન્હો પ્રમાણે કુંવારા; મંડાયલા તથા રંડાયલા પુરુષને પણ ઓળખી લેવાના ચિન્હનો એક નવીન પ્રકારનો આવિષ્કાર ! ચંદ્રચૂડામણિ અને કૃપાણીના આશ્ચર્ય તથા ધન્યવાદદર્શક ઉદ્ગાર અને ત્યાર પછી કમળા તથા ગગનવિહારીની પ્રેમલીલા સાથે હાસ્યરસવિભાગની સમાપ્તિ.

**પ્રવેશ ૪ થો–કારાગાર:**—યુદ્ધની સમાપ્તિને ત્રણ માસનો કાળ થઇ ગયો છે અને રાજા જયસિંહ સાજો થવા છતાં કારાગૃહમાં પડેલો છે; કારણ કે, તે બેગડાનો બંદિવાન્ છે. જો તે મુસલ્માન ધર્મને ન સ્વીકારે અને સુલ્તાનનો તાબેદાર ન થાય, તો તેને મારી નાખવાનો સુલ્તાનનો દૃઢ નિશ્ચય થએલો છે, એ વાર્ત્તા ભદ્રકાળી તેને સંભળાવે છે અને મરણના ભયથી ધર્મને ખોઇ પરલોકના સુખને તિલાંજલી ન આપવાનો દૃઢ ઉપદેશ આપે છે. રાજા તેના ઉપદેશને સ્વીકારી તેની ક્ષમા માગે છે અને રાજાના અપરાધોની ક્ષમા આપવામાં વિપ્રકુમારી ભદ્રકાળી અલૌકિક ઉદારતા બતાવે છે. એટલામાં સુલ્તાન બેગડો રમણચંદ્ર તથા પોતાના સેનાપતિ સહિત ત્યાં આવે છે અને ભદ્રકાળી દ્વારની પાછળ છુપાઇને ઉભી રહે છે. સુલ્તાન જયસિંહને મુસલ્માન થવાનો અને પોતાની તાબેદારીને સ્વીકારવાનો આગ્રહ કરે છે, પરંતુ જયસિંહ ધર્મમાં દૃઢ રહીને તેના એ આગ્રહને ધિક્કારી કાઢે છે; સુલ્તાનની જલ્લાદોને જયસિંહના વધમાટેની આજ્ઞા, પરંતુ અચાનક ગુણાઢ્ય પ્રધાનના આવવાથી તે આજ્ઞાના અમલનો અટકાવ. ગુણાઢ્યના તમંચાની ગોળીથી અલ્પસરજંગનું મરણ અને ત્યાર પછી ભદ્રકાળીના આપેલા તમંચાથી રાજા ગુણાઢ્યનો ઘાત કરે છે અને ગુણાઢ્ય રાજાનો ઘાત કરે છે ! સુલ્તાન રાજા તથા પ્રધાનના મસ્તકોને

નગરના સિંહદ્વારપર લટકાવવાની આજ્ઞા આપી ચાલ્યો જાય છે, અને સૈનિકો ત્રણ મૃતશરીરોને ત્યાંથી ઉપાડી જાય છે.

**પ્રવેશ ૫ મો–પાવાગઢમાં દેવી ભદ્રકાળીનું મંદિર—** આજે ભગવતી ભદ્રકાળી સમક્ષ અલકનંદા તથા વિનયકાન્તનો લગ્નસંબંધ થવાનો હોવાથી રમણચંદ્ર ભદ્રકાળીને પોતા સાથે પરણવાનો આગ્રહ કરે છે; પરંતુ રાજદ્રોહી અને દેશદ્રોહી પુરુષ સાથે પરણવાની તેમજ અન્ય પુરુષ સાથે પરણીને સંસારના વ્યવહારમાં પડવાની ભદ્રકાળીની લેશમાત્ર પણ ઇચ્છા ન હોવાથી તે રમણચંદ્રના એ આગ્રહનો અસ્વીકાર કરી પોતે આજન્મ કુમારિકા કિંવા બ્રહ્મચારિણી રહેવાના પોતાના નિશ્ચયને વ્યક્ત કરે છે અને તેના ઉપદેશથી રમણચંદ્ર પણ પશ્ચાત્તાપથી પાપમુક્ત થવામાટે સંન્યાસી થવાના નિશ્ચયપર આવી લાગે છે. ભદ્રકાળી અરણ્યમાં જવાને તૈયાર થાય છે, એટલામાં દેવી ભદ્રકાળી પ્રકટ થઇને ભદ્રકાળીને "પુત્રી ભદ્રકાળી, તું આ મંદિરમાં આવ અને મારા અંકમાં શમાઇ જા, આ દેવી ભદ્રકાળીમાં લીન થા ! જે વેળાએ આ ચાંપાનેર ઉજ્જડ થશે, તે વેળાએ અમદાવાદના ભદ્ર નામક દુર્ગના અગ્ર ભાગમાં તારા મંદિરની સ્થાપના થશે અને અમદાવાદમાં વિપ્રકુમારી ભદ્રકાળી દેવી ભદ્રકાળીના નામથી પૂજાશે !" એ પ્રમાણે આજ્ઞા કરે છે અને દેવીની આજ્ઞાને મસ્તકે ચઢાવી ભદ્રકાળી દેવી ભદ્રકાળીના અંકમાં લીન થાય છે !! ત્યાર પછી રમણચન્દ્ર અલકનન્દા તથા વિનયકાન્તનો હસ્ત મેળાપ કરાવી આપે છે. આનંદ !

---

## સમાપ્ત.

# નાટકનાં પાત્રો

## પુરુષ પાત્રો.

**કામદેવ અથવા માર**—એક વિકારોત્પાદક દેવ; પ્રેમદેવતા.

**રાજા જયસિંહ અથવા પતઇ રાવળ**—ચાંપાનેર અથવા પાવાગઢનો છેલ્લો ક્ષત્રિય રાજા.

**મહમૂદ બેગડો**—અમદાવાદનો સુલ્તાન.

**ગુણાઢ્ય દેવ**—રાજા જયસિંહનો ધર્માત્મા પ્રધાન.

**વિનયકાન્ત**—રાજા જયસિંહનો કોષાધ્યક્ષ, ભદ્રકાળીનો બંધુ અને અલકનંદાનો પતિ.

**રમણચન્દ્ર**—રાજા જયસિંહનો અશ્વપરીક્ષક; અલકનન્દાનો બંધુ અને ભદ્રકાળીનો વાગ્દત્ત પતિ.

**અફસરજંગ**—સુલ્તાન મહમૂદ બેગડાનો સેનાપતિ.

**ચંદ્રચૂડામણિ**—ચાંપાનેરનો જોખમના ચક્કરમાં સપડાયલો પરંતુ એક બુદ્ધિમાન્ કવિ.

**ગગનવિહારી**—કવિ ચંદ્રચૂડામણિનો ' યથાનામા તથા ગુણા પુત્ર.

**નિર્ભયરામ**—એક શુકલ.

**મદિરામણિ**—અમદાવાદનો એક દારૂડિયો કવિ.

એ ઉપરાંત સૈનિકો, દૂત, જલ્લાદો, અનુચર, ડંકેબાજ અને રાજા જયસિંહના બે કુમાર ઇત્યાદિ.

———o———

# સ્ત્રીપાત્રો.

---

**દેવી ભદ્રકાળી**—પાવાગઢની દેવી અથવા આદિશક્તિ ભવાની.

**દેવી સરસ્વતી**—વિદ્યાની દેવી અથવા મયૂરવાહની બ્રહ્માણી.

**દેવી લક્ષ્મી**—ધનની અધિષ્ટાત્રી વિષ્ણુપ્રિયા નારાયણી.

**ભદ્રકાળી**—ચાંપાનેરની એક પવિત્ર બ્રાહ્મણકુમારી, વિનયકાન્તની ભગિની, રમણચંદ્રની વાગ્દત્તા પત્ની અને પછીથી અમદાવાદમાં પૂજાયલી દેવી ભદ્રકાળી.

**અલકનન્દા**—રમણચંદ્રની ભગિની અને વિનયકાન્તની પત્ની

**મલ્લિકાદેવી**—રાજા જયસિંહની ધર્મમૂર્ત્તિ રાણી, સતીશિરોમણિ.

**જમનાડોશી**—ચાંપાનેરની એક વિધવા બ્રાહ્મણી, કમળાની માતા.

**કૃપાણી**—કવિ ચંદ્રચૂડામણિની વીરપત્ની અને ગગનવિહારીની વીર માતા.

**કમળા**—જમનાડોશીની દીકરી અને પછીથી ગગનવિહારીની ધર્મપત્ની.

એ ઉપરાંત દાસીઓ, સખીઓ, વારાંગનાઓ અને નાગરિક નારીઓ ઇત્યાદિ

**સ્થળ**—ચાંપાનેર ( પાવાગઢ ) અને અમદાવાદ.

કથાનકનો કાળ—ઇ. સ. ૧૪૮૧.

---

ॐ तत्सत् परमात्मान नमः

# દેવી ભદ્રકાળી નાટકનાં ગાયનો



## અંક ૧ લો.

( ૧ )

ભદ્રકાળી, સરસ્વતી, લક્ષ્મી—
બ્રહ્મ ત્રિગુણાતીત તું અદ્વૈતભાવ વધારજે;
દ્વૈતમાયારાક્ષસીને દાન્ત ખડ્ગે મારજે—બ્રહ્મ.
લોભ તૃષ્ણા ક્રોધ હિંસાનો થયો અધિકાર જે;
શાંતિ અહિંસા ધર્મ સત્સંતોષથી સંહારજે—બ્રહ્મ.
તું અનાદિ અનન્ત હન્ત સુસન્તનો આધાર જે;
કરુણાનિધાન કદા ન મનથી આર્યબાળ વિસારજે—બ્રહ્મ

( ૨ )

તૃષ્ણા, હિંસા—
તૃષ્ણાની લીલા ઘટઘટમાં વસનારી;
તૃષ્ણાને વશ છે સહુ ભવનાં નરનારી—
ધન તૃષ્ણા ને સ્વરૂપ તૃષ્ણા પૃથિવી તૃષ્ણા રૂપે;
જાળ પ્રસારી નરનારીને, નાખું અંધતાકૂપે;
કારી વિષમ કટારી માન મારી—તૃષ્ણાની.

વિમળતા; શાંતિ—શુચિતાની સત્તા અભય જગત કરનારી
શાંતિ વિષપાત્રે સુખદ સુધા ભરનારી.

જે નિજ ધર્મ ધરીને શુચિતા હૃદયે પૂર્ણ વસાવે;
પિશાચિકા તૃષ્ણા ન કદાપિ તે જન પાસે આવે;
શાંતિ પરમપદોને આપનારી—શુચિતાની;
તૃષ્ણા, હિંસા—માનવના મનમાં જ્યાં જાગી રતિની તૃષ્ણા ભારી;
મનોમલિનતા રાજ્ય કરે ત્યાં નહિ શુચિતા ટકનારી;
શુચિતા શાંતિકટારી મંદ ધારી—તૃષ્ણાની.
વિમળતા,શાંતિ–થાય વિમળતાનો નિવાસ ત્યાં વિકાર સઘળા ભાગે;
નીરસ લાગે કામભોગ જ્યાં ધર્મવાસના જાગે;
શુચિતા નૌકા સમુદ્રે તારનારી—શુચિતાની.
તૃષ્ણા; હિંસા–જન જાણે કે ભોગ ભોગવ્યા ભોગવાય જન પોતે;
અંત સુધી તૃષ્ણાને વળગી જીર્ણ થાય જન પોતે;
જૂની તૃષ્ણા ત્રિકાળે ના થનારી—તૃષ્ણાની.

મલ્લિકાદેવી— ( ૩ )

વિમળ સુખદ મનહારિણી ભદ્રકાળી ભયહાર;
અચળ દયાળીનાં દર્શન સુખકાર, શમાવે વિકાર,
ભવભાર હરનાર–વિમળ.
નવરાત્રી ઉત્સવ આ થાતો;
હર્ષ હૃદયસરમાં છલકાતો;
પરમ પુનિત આકાર, ભવતાર, અવતાર–વિમળ.

સખીઓ— ( ૪ )

નમ્રતા સદ્‌ગુણ એક મહાન, વિશ્વમાં દુર્ગુણ છે અભિમાન;

લઘુતા પ્રભુતા માન, વિશ્વમાં પ્રભુતા લઘુતા માન
વિશ્વમાં દુર્ગુણ છે.

લઘુતામાં પ્રભુતા વસનારી, પ્રભુતાથી પ્રભુ દૂર;
કીડી શાકર ખાય અને ગજ, શિરપર નાખે ધૂળ;
નયનાં વસ્ત્ર કરે પરિધાન–વિશ્વમાં દુર્ગુણ છે

તાડ વધે છે ઊંચું પણ તે, હોય અલ્પ ગુણવાન;
અમૃતફળો દેનાર આમ્રતરુ, સદા નમ્રતાવાન;
કરવું વિનયસુધાનું પાન–વિશ્વમાં દુર્ગુણ છે

અલ્પવિદ્ય ગર્વિષ્ટ હોય છે, નમ્ર મહા વિદ્વાન;
કૂપસરોવર સમ નહિ છલકે, સાગર વારિનિધાન;
ધરવું વિનયમૂર્ત્તિનું ધ્યાન–વિશ્વમાં દુર્ગુણ છે.

**દેવી ભદ્રકાળી—(સાખી)** ( ૫ )

ભદ્રકાળિ, તવ હસ્તથી, થાય પરાજિત માર;
મારો આશીર્વાદ એ, તારો છે જયકાર !

**ભદ્રકળી**—માજી કૃપા કરીરે અબળ દુહિતાની ભાળ લીધી;
ભીતી બધી હરીરે અભય અબળાને આજ કીધી–માજી
કૃતજ્ઞતાથી શીશ નમાવી, માનું અતિ ઉપકાર;
અવશ્ય જનની થશે આપના વચને જયજયકાર–માજી
ધર્મ વિશ્વમાં વિદ્યમાન છે, શું કરિ શકશે માર;
સાગરને પાવકની બાધા, થાય નહીં તિલભાર–માજી

**ભદ્રકાળી તથા સખીયો—** (૬)

કામકોડીલા કામણુગારા, સખી શ્યામ તારા;
રાજરાજેન્દ્ર રૂડા અમારા, જયસિંહ યશોધારા–
સુંદર રતિરમણુ મૂર્તિ, વિદ્યાવિહારી;
તેજસ્વી સૂર્ય તુલ્ય, ન્યાયાધિકારી;
અરિદલબલહરનારા, યોદ્ધા સારા–કામકોડીલા
રાજમુકુટ ધરિ મસ્તકે રાજદંડ ધરિ હાથ;
નાથ પ્રજા હયની ગ્રહી, થયા ધરાના નાથ;
ક્ષિતિપતિ અતિમતિધારી, દઇએ તન મન ધન વારી;
કૃતિગતિ નતિરતિચારી, કહીએ ધન ધન ધન નારી;
સખી મલ્લિકા ધન્ય છે, પતિ જયસિંહ સમાન;
સીમા એ સદ્‌ભાગ્યની, છતાં ન મદ અભિમાન;
દંપતી સદૈવ દૈવશાળી સંસારમાં
રાખો સુખિ સુખિજ ભદ્રકાળી સંસારમાં;
સુખ અભિમુખ રહેજો, રાજાજી મારા–કામકોડીલા.

**મલ્લિકાદેવી—** ( ૭ )

સાર નહીં પામશો લગાર મારનો વિકાર ધારિને
નીતિ ધર્મ હારિને—સાર.
જારકર્મવાસના નહીં મને વસાવવી;
કામબુદ્ધિને સદા ઘટાવવી શમાવવી;
તત્ત્વ સત્ય ધર્મનું વિચારિને—નીતિ ધર્મ હારિને.

ભૂતકાળમાંહિ જેમણે અનીતિ આચરી;
ડૂબિ તે ગયા ન નાવ તેમની કદા તરી;
ભૂતકાળ એ કહે પુકારિને—નીતિ ધર્મ હારિને.

ચંદ્રચૂડામણિ— ( ૮ )

ભર્યું ડગલે ને પગલે આ આખા સંસારમાંહિ જોખમ;
જોયું ભીષણ આકારમાંહિ જોખમ-ભર્યું.

જંગલ ને ઝૂંપડીમાં જોખમ નગર ને સુંદર આગારમાંહિ જોખમ;
જોખમ નવરાશમાં તેમ વળી મોટું મોટા વ્યાપારમાંહિ
જોખમ-જોયું.

લેવામાં જોખમ ને દેવામાં જોખમ, મૃત્યૂ અવતારમાંહિ જોખમ;
વ્યાપક પ્રભૂસમ નવ્વાણું ટકાનું સઘળા વ્યવહારમાંહિ જોખમ-જોયું

ગગનવિહારી— ( ૯ )

ભઈ નાટક જોવા જેવું ખૂબીથી આ જોવાશે;
ખૂબીથી આ જોવાશે, બેતાલો તાલ થાશે-ભઈ.

જોખમની જાજમ દોરંગી આ ઘરમાં પથરાણી;
માટી વૈચર વચ્ચે તેની ચાલી તાણા તાણી;
ઝગડો ઠીક ઠીક લંબાશે-ખૂબીથી.

વીર પિતાનો પુત્ર ગણાઉં બાપા જીતે બાજી;
વીરમાતનો કુળદીપક હું, જીતે બાજી માજી;
નહિ કાંઈ આપણું જાશે-ખૂબીથી.

વિનયકાન્ત— ( ૧૦ )

આ વસન્તનો વિલાસ, કામનો કરે વિકાસ;
રમણી મોહનકંઠે બાંધે રતિપાશ--આ.
પુષ્પબાણ ધારિ માર, અંગમાં ભરે વિકાર;
યોગી ભોગી જ્ઞાની માની લૈને ડોલે;
રતિના ઉપવનમાં રમાનો રતિવાસ--આ.

સખીઓ— ( ૧૧ )

રમણીં રસીલીરે રતિપતિપૂજન કરવા આવી;
ધારી પુષ્પવસ્ત્ર નિજ અંગે, થઇ સખીં રંજિત વસંતરંગે;
જાણે વસંતનો અવતાર—રમણીં.

અલકનન્દા—કાન્તના રતિરંગથી, વસંતરંગવિલાસ;
જેમ વધતો ચંદ્ર યોગે, વિભાવરી ઉલ્લાસ;

સખીઓ—વિધુ વિભાવરી છે રંગે, રમજો રંગે પતિસંગે;

અલકનન્દા—મન અકળાય, રસ છલકાય—રમણીં.

સખીઓ-- ( ૧૨ )

થા અધીરી ન આમ અલી ઘેલી
વિલાસ આશ પૂરિ થશેરે--(૨)
એ....પૂરિ થશે પૂરિ થશે પૂરિ થશેરે--થા.

અલકનન્દા—આ જોબનિયું આવે, મદન મુઓ સતાવે;
હાય હૃદય રમણીનું બાળિ હસેરે-થા અધીરી

સખીઓ— રસીલો આવી જ્યારે, કર કંઠમાંહિ ધારે;
છાતી હર્ષરસથી છલકાઇ જશેરે–થા અધીરી.

( ૧૩ )

અલકનન્દા—વર સુંદર છબિ ધારી મને ભુરકી મોહનમંત્ર મારી–
હૃદય કારાગૃહે નાથ નાખું;
રતિબંધનથી બાંધી નિત્ય રાખું;
વિનયકાન્ત—અમે રમણીની સેવા સ્વીકારી—
સખીઓ—વાહ–વર સુંદર છબિ ધારી.
વિનયકાન્ત—સ્નેહમદિરા મેં, પીધી મધુર તારી;
મોહમુગ્ધ શુદ્ધિ બુદ્ધિ થઇ મારી;
અલકનન્દા—કરો ઠાલી પ્રશંસા અમારી—
સખીઓ—વર સુંદર છબિ ધારી.

( ૧૪ )

કૃપાણી—કેવી નારી, નરમદ હારી, જોખમ ધારી ફરનારી;
ચંદ્રચૂડામણિ–મેં ઝખમારી, મારી પ્યારી, વાત વધારી વિસ્તારી,
ગગનવિહારી–વીરા નારી,માત અમારી, ગગન વિહારી, બલિહારી;
મદિરામણિ—
બળી તમારી, મારામારી, મદિરા મારી, ખોનારી;
ઓ ઉન્માદી, ઓ હઠવાદી, કીધી મારી મદિરાની બરબાદી

ઓ વિષાદી, નરને માદી, છોડો જોખમની આ ખટપટ
ઝટપટ—ઓ ઉન્માદી.

કૃપાણી—જા પાવૈયા,
ચંદ્રચૂડામણિ—તાળિ બજૈયા,
મદિરામણિ—મારી મૈયા, દે દારૂ;
ગગનવિહારી—જાને શંકા, મહુડી ટાંકા, જીભે ટાંકા,
હું મારૂં—ઓ ઉન્માદી.

વારાંગનાઓ— ( ૧૫ )

મરોરી કાહે સાંવરિયા કલૈયા છોડ દે;
બલ જૈયાં છોડદે સાંવરિયા તોહે પડું પૈયાં પડું પૈયાં છોડદે—મરોરી
મોરી હય ઉમરિયા બારી, નારી મયઁ અછૂતી કવાંરી;
હારી હાય હારી હારી, બલમા મયઁ દૂંગી ગારી;
હાય લચકાઇ હય દુહૈયા છોડદે—બલ જૈયાં છોડદે
ફલકકો હાય કયા તીરે સિતમ બરસાના આતા હય;
દિલે આશકકો બિસ્મિલકી તરહ તડ઼પાના આતા હય;
જુદાઇમેં તેરી સા.કી જિગરકા .ખૂન પીતાહું;
મયઁ રો દેતા હું જબ હોટોં તલક પયમાના આતા હય !—બલ જૈયાં



# અંક ૨ જો.

ચંદ્રચૂડામણિ— ( ૧૬ )

છળબળ કપટ કટારી
અદયતાભરી કરવિશે ધરી—છળબળ
કુટિલ જટિલ અતિ મતિ કરી વિષધર
અહા બની રિપુતનું ડંખો વિદારો;
પતનયતન કરી વિષ ભરી અરિઘટમાં
જોખમ્ ન ધરો—છળબળ.

કમળા— ( ૧૭ )

ડોલે ચઢી ચકડોળે, આ જોબનું ડોલે ચઢી ચકડોળે;
મનમાં જે થાય તે આ મુખથી કે'વાય નહીં;
કોઇ કાંઇ છુપી છુપી બોલે—આ જોબનું
કામ ધનુષ તાણે વીંધાય છાતી બાણે;
કોણ પ્રેમમલમ હોય ચોળે—આ જોબનું;
ભૂખ તરસ ભાગી; હું કાઢું રાત જાગી,
રસિક આવી રતિકપાટ ખોલે—આ જોબનું.

કમળા— ( ૧૮ )

શામળિયા સલૂણા વ્હાલમ વરણાગી
વ્હાલમ વરણાગી, રે પ્રેમજ્યોતિ જાગી—શામળિયા.

છો ચિત્ત ચોરનારા, કવિ ગગનવિહારી;
ચળાવી બુદ્ધિ મારી બંકા રસિક સુભાગી—શામળિયા.

ગગનવિહારી—
જખમી કર્યું જિગર આ, તેં નયનબાણુ મારી;
તલવાર નજર તારી, છાતીમાં હાય લાગી—શામળિયા.

ગગનવિહારી— ( ૧૯ )
લે મેથીપાક ખા—

કુમળા— મળી તું વેરણ માવડીરે મારાં કયા જનમનાં
પાપ—લે મેથીપાક.

જમુનાડોશી—હાય ફૂટયાં નસીબ મળી દીકરી આ શંખણી
રામજણી ભૂંડણુની બેન;

મદિરામણિ—હાય છોડી કુલીન ધણી છોકરી છકેલી આ
કરતી કુલહીન સંગ ચેન;

ગગનવિહારી—રાંડ સાસૂ કભારજા કયાંથી મળી !

કુમળા— આજ દીકરીને માની સગાઈ ટળી—લે મેથી પાક.

ગગનવિહારી— ( ૨૦ )
મારા હૈયામાં ખીલ્યો છે બાગરે હાય પ્રેમનો;
મારા મોઢામાં આવે છે રાગરે હાય પ્રેમનો—
તીર્થ ધામ કૃષ્ણ રામ સર્વ નામ પ્રેમનાં;
વિશ્વમાં અખંડ છે પ્રચંડ કામ પ્રેમનાં;
બાઇ ભાઇ તેથી ચહે ભાગરે હાય પ્રેમનો—મારા.

યોગિ ભોગિ સર્વમાં સમાન રોગ પ્રેમનો;
ક્યાં સુધી ખમાય હાય આ વિયોગ પ્રેમનો;
ભીષ્મ આ જણાય ઝેરી નાગરે હાય પ્રેમનો—મારા.

કુમળા— ( ૨૧ )

બને જો કાન્ત તું મારો સકળ સંસાર મારો છે;
થતાં તારી પ્રિયા જાણીશ જગન્નાધાર મારો છે—બને
મદીલી આંખ તારી જોઈ હું ચકચૂર બેઠી છું;
બની બેહોશ છું હું તું ખરો હુશિયાર મારો છે—બને
ન ચારે ધામમાં કે તીર્થમાં કે દેવમંદિરમાં;
બનીને મન વસ્યો મનમાંજ તું મનહાર મારો છે—બને
કહે છે લોક પોકારી વિકારી પ્રેમ અંધો છે;
રસીલા, પ્રેમ તારો પ્રાણનો આધાર મારો છે—બને

કુમળા— ( ૨૨ )

છકેલા છેલ છબીલા;
ઓહ વીંધી માહબાણે રસીલા રાજ—છકેલા.

ગગનવિહારી—તારને આંગળી અડકે આવી,
વીણા કરે ઝંકાર—

કુમળા—આંગળી અડકી રંગભીનાની,
હૈયાના ડોલે છે તાર—છકેલા.

ગગનવિહારી—અણિયાળી આંખ મારીને નારી,
કીધો તેં મારો શિકાર,

કુમળા—પ્રેમના જાદૂથી ભાન ભૂલાવી,
મારી મને તેં તો ઠાર-છકેલા.

નન્નીજાન—　　　　( ૨૩ )

કહ રહી હય હશ્રમેં વો આંખ શરમાઈ હુઈ;
હાય કયસી ઇસ ભરી મેહફ્લિમેં રુસવાઈ હુઈ–કહ રહી
ઠોકરેં ખિલવાયગી યે ચાલ અઠલાઇ હુઈ;
ક્યા જવાની ફ્રિરતી હય જોબનપે ઇતરાઇ હુઇ–કહ રહી
ખુલ ગયા જોબન તો અસ્મતસે હયાને યું કહા;
એક અંગડાઇસે હમ દોનોંકી રુસવાઇ હુઇ–કહ રહી
મયઁ તો રાઝે દિલ છુપાઉં પર છુપા રહેને ભી દે,
જાનકી દુશ્મન યે ઝાલિમ આંખ લલચાઈ હુઇ–કહ રહી



# અંક ૩ જો.

**અલકનન્દા—** ( ૨૪ )

નિજનાથ સાગર સંગ સંગમ કારણ જતી સરિતા—
ચંચલતા ધારી રમણી, ચાલે ગતિ રાખી બમણી;
કલનાદે ચિત્તને ડોલાવતી, અભિસારિકા—નિજનાથ.
રંગાઈ રતિના રંગે, હસતી આનંદ તરંગે;
વીચીના ભંગને અટકાવતી, અભિસારિકા—નિજનાથ.

( ૨૫ )

**ભદ્રકાળી**
**અલકનન્દા**
**વિનયકાન્ત**

અકળ સકળ હિત સુખકર દુઃખહર
યશ તવ મા, કર તું કૃપા જયદા—અકળ.
પરમ પુનિત તું દેવી દયાળી;
આ વિપદનો તરત લય કરી,
આર્ય ધર્મને નરપતિ દ્વયનું ગૌરવ રક્ષી
મા અમથકી દૂર ન જા—અકળ.

**મલ્લિકાદેવી તથા અન્ય સ્ત્રીઓ—** ( ૨૬ )

રણઘેલા મારા રાજવી, સિધાવોજી રણવાટ—રણઘેલા
ધ્રૂજે નભ ધરણી ચળે, સુણી શંખના નાદ;
દુંદુભિનાદે શૂરા ઉછળે, ધરિ રણનો ઉન્માદ—રણઘેલા.
આંગણ રણધ્વજ રોપાયા હો, કુંજર ડોલે દ્વાર;
બંદિજનોની બિરદાવલિ હો, ગાજે ગઢ મોઝાર—રણઘેલા.

વરી જયશ્રી પાછા વળજો, રંગિ લોહિથી ચીર;
વીરાશ્રમમાં નહિ તો મળશું, સુરગંગાને તીર––રણુઘેલા.
એક વાટ રણુવાસની બીજી સિંહાસનની વાટ;
ત્રીજી વાટ શોણિતસરિતાની જ્યાં શૂરાનો ઘાટ–રણુઘેલા.

કુમળા— ( ૨૭ )

નાચે છે મોર આલી નાચે છે મોર;
વ્હાલમની વાડીમાં નાચે છે મોર;
નાચે છે મોર મારા ચિતડાનો ચોર;
વ્હાલમની વાડીમાં નાચે છે મોર;
પડે વર્ષા ચોધાર, ગાય યુવતી મલ્હાર;
પ્રેમવીણાનો તાર, કરે વાગી ઝંકાર;
કળા ભરી મોર કરે ટુહૂ ટુહૂ શોર;
વ્હાલમની વાડીમાં નાચે છે મોર–નાચે છે મોર.

કુમળા— ( ૨૮ )

લૂટી લૂટી લૂટારે મને લૂટી;
પાઇને પ્રેમ બૂટી,
લાલ લગની લગાવી,
સ્નેહ સાંકળે સપડાવી;
પ્રેમ બંધનથી બાંધી કહે છૂટી—લૂટારે.

ગગનવિહારી—વાળોની જાળમાં દિલને ફસાવી;
જાન કંચુકીની કસે ગળું ઘૂંટી;

કમળા—ક્યાંનો એ ન્યાય ચોર દંડે કોટવાલને;
ઠેરાવો ચોર સ્હામું ઝૂંટી—લૂંટારે.

( ૨૯ )

"વધો પ્રતિષ્ઠા વિશ્વમાં, વધો વિજય ધન માન;
સર્વ રહો સુખમાં સદા, ભારતનાં સંતાન."

—— સમાપ્ત. ——

# જાહેર ખબર



નીચે દર્શાવેલા નાટકનાં ગાયનોના ઓપેરાઓ રોકડી કીં
અમારી શ્રી 'સરસ્વતિ નાટક સમાજ' નોમજ્યાં જ્યાં મુકામ હશે
ત્યાંની ઓફીસમાંથી મળશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ અદલ ઈન્સાફ | ... | ... | ... | ... | ૦–૨– |
| ૨ લક્ષ્મી વિજય | ... | ... | ... | ... | ૦–૨– |
| ૩ કીશોરસીંહ... | ... | ... | ... | ... | ૦–૨– |
| ૪ જુલ્મી જેસળ | ... | ... | ... | ... | ૦–૨– |
| ૫ કુસુમાવતી ... | ... | ... | ... | ... | ૦–૨– |
| ૬ નુગરો સાપ... | ... | ... | ... | ... | ૦–૨– |
| ૭ સૌભાગ્યવતી | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૮ ભક્તરાજ બોડાણો | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૯ નરપીશાચ ... | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૧૦ અજબ તોરાની | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૧૧ સરસ્વતીચંદ્ર | ... | ... | ... | .. | ૦–૨–૦ |
| ૧૨ તુળસીદાસ... | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૧૩ અભિમન્યુનો ચક્રાવો | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૧૪ લલિત મુગ્ધા | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૧૫ પારસમણી... | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૧૬ જુલ્મી જાલીમ | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૧૭ નવલ ગંગા... | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૧૮ મયુરધ્વજ ... | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૧૯ સુરેખા હરણ | ... | ... | ... | ... | ૦–૨–૦ |
| ૨૦ દાનવ મોહની | ... | ... | ... | ... | ૦–૨–૦ |

માલેક,

**શ્રી સરસ્વતી નાટક સમાજ.**